# श्री बुद्धिप्रकाश गायन संग्रह.

## ભાગ ૧ લો.

બનાવનાર

નિરાજ શ્રી સુખસાગરજી મહારાજના શિષ્ય

મુનિરાજ શ્રી બુદ્ધિસાગરજી.

પ્રગટકર્ત્તા.

શાહ મણીલાલ વાડીલાલ

તથા

શાહ મણીલાલ ગોવીંદજી. મુ. સાણંદ.

પ્રથમાવૃત્તિ. પ્રત ૫૦૦

મદાવાદ-" એંગ્લો વર્નાક્યુલર પ્રિન્ટીંગ પ્રેસ" માં

નથુભાઈ રતનચંદ મારફતીયાએ છાપ્યો.

વિક્રમાર્ક સંવત ૧૯૬૦ વીર સંવત ૨૪૩૦

કિંમત ૦-૩-૦

# અર્પણ પત્રિકા.

પરમ પુજ્ય મુનિરાજ શ્રી સુખસાગરજી.

સુ. માણસા.

આપના શિષ્ય મુનિરાજ શ્રી બુદ્ધિસાગરજીએ અમોને પોતાનો ભણવાનો અમુલ્ય વખત રોકી અમારા ઉપર કૃપા કરી ગાયનો બનાવી આપ્યાં છે. તેમ આપે પણ અમોને અતીશય મદદ કરી છે, તેથી આપના શીષ્યનાં રચેલાં ગાયનોની આ લઘુ બુક આપનેજ અર્પણ કરીએ છીએ તે સ્વીકારશોજી.

લી. શેવક
સુ. સાણંદ. શા. મણીલાલ વાડીલાલ તથા
શા. મણીલાલ ગોવાદજી

# श्री बुद्धिप्रकाश गायन संग्रह.

## મંગળાચરણ.

( રાગ. મુજ ઉપર ગુજરી પીતા પાદશા જાણી. )

ધન્ય ધન્ય દીવસને ધન્ય ઘડી છે આજે;
ભેટ્યા પદ્મપ્રભુજી ભવજળ તરવા કાજે.
પ્રભુ ભેટીને હરખીત થયું મન મારૂ અપારેઃ
જીનશાસન વર્તે સદાયે જય જયકાર.
આજ સફળ થયો અવતાર પ્રભુજી મહારો;
આજે વરસ્યા મોતી મેહ અમીની ધારો.
પ્રભુ કાને કુંડળ મસ્તક મુગટ શોહીએ;
તેરો મુખડો પુનમ કેરો ચંદ્ર ભવિક મન મોહીએ.
કરજોડી નમે છે ન્યાય સદાએ પ્યારા;
આ સાણંદ મધ્યે વરત્યો જયજયકાર.

## ગાયન ૧

### श्लोक.

ત્રી જગ નાયક તું ધણી, મહા મોટા મહારાજ
મોટા પુણ્યે પામીયો, તુમ દરીશન પ્રભુ આજ.
આજ મનોરથ સવી ફળ્યા, પ્રગટ્યા પુણ્ય કલોલ;
પાપ કર્મ દુરે ટળ્યાં, નાઠાં દુઃખદ દોળ.
સુખદાઇ પ્રભુ તું વડો, તુજ સમ અવર ન કોઇ;
કર્મજાળ દુરે કરી, પામ્યા શીવપદ સોય.

## ગાયન ૨

### શ્લોક.

દર્શનં દેવ દેવસ્ય, દર્શનં પાપ નાશનં;
દર્શનં સ્વર્ગ સોપાનં, દર્શનં મોક્ષ સાધનમ્.

## ગાયન ૩

**સ્વારથ સાધન કરવા સારૂ કામ પડેછે એનું (એ રાગ)**

પદ્મપ્રભુ છો પર્મ ધર્મના, દાયક દેવ દયાળુ;
દર્શણ દીઠે મીઠું લાગે, આત્મિક ગુણ ગણવાળુ; પ્યારા મ્હારારે,
.............................ન રહો કદીએ ન્યારા. ૧
અલખ અકળ ગતિ અરિહંત તારી, અતિ વોમે અવિકારી;
શાંત સુધારસની આ ક્યારી, મુર્તિની બલિહારી જાઉં વારીરે.
.....................................જય જીનવર જયકારી. ૨
દ્રવ્યથકી પ્રભુ પ્રગટ થઇને, ભાવ અપુરવ આપો;
સાણંદ પદ્મપ્રભુ મંડળીના, કઠણ કર્મને કાપો; ચાંપો મનમાંરે,
...................................સુબુદ્ધિ સુખ સ્થિરતાથી. ૩

## ગાયન ૪

**ગુણિકાના ઘરમાં શેઠ ગયા નિજ કુળની મુકી લાજરે (એરાહ)**

પદ્મ પ્રભુજી પરમ દયાળુ, કરૂણા નિધિ કૃપાળુ;
રક્તવર્ણ છે શ્રી જિનરાય, અંતરંગ શત્રુ દુઃખદાય;
કોપાટોપ પ્રત્યક્ષ જણાય, હણવા કર્મની જાળરે. પદ્મ. ૧
અહો જયવંતા પરમ નિયંતા, મુનિવર શ્રેષ્ટ મહંતા;
ક્ષાયક દર્શણ ક્ષાયક જ્ઞાન, દર્શણ ચરણ અનંત જ્ઞાન;

પૂર્ણાંનંદી પરમ પ્રધાન, અતિશય સુખ સુવિશાળરે પદ્મ. ૨
સાણંદ જૈન મંડળી માગે, તુજ ગુણ ગણ શુભરાગે;
વંદન વિનય અધિક બહુમાન, જિન આજ્ઞા ભવજળ ધિયાન;
આપો સદ્બુદ્ધિ સુખ ખાણ, પાપ અમાપ પ્રજાળરે. પદ્મ. ૩

## ગાયન ૫ મું.

## અથ શ્રીશાન્તિજીન સ્તવન

### અવર મદન અલબેલા આતો દિશે-અ૦ (એરાહ)

શાન્તિ જિણંદ સુખકારી જગત વિષે શાન્તિ જિ૦ (એ ટેક)
પરમ શાન્ત રસ પૂર્ણ પ્રભુની, છબિની જાઉં બલિહારી જ. ૧
નયના નંદન કરૂં અભિનંદન, વિશ્વપતિ અવિકારી; જ. ૨
બા અનુપમ દેવની દીશે, ચરિત્ર સુણી લ્યો ધીરી. જ. ૩
અપરાધીને એ અરિહંતા, અતુલ થયા ઉપગારી. જ. ૪
સેવકને સમ ભાવ સમર્થિ, નિજ પદવી દિયે સારી; જ. ૫
સાણંદ પદ્મ પ્રભુ મંડળીને આપો બુદ્ધિ સુધારી. જ. ૬
સુખ સાગરમાં આતમ ઝીલાવા, સમરથ પ્રભુ જયકારી જ. ૭

## ગાયન ૬ ઠું

### નેમ ન જાણે મોરી પ્રીત. (એ રાહ)

ચિત્ર સ્થિર થાયે એવી નાથ,યુકિત કરૂણાથી સમ પેરી ચિ. (એટેક)
ઘડિયે બે ઘરમાં રહિને, ખોળુ ખજાનો વ્હાલા,
છટકે મરકટ વત્ છોડી સાથ છટકે છરરરરરરરરૈ. ચિ. ૧
મોહ મદિરા માંહે મૂર્ખ મૂઝાઇ મરે,
જ્યાં ત્યાં સટકે સ્વતંત્રતા સાથ સટકે સરરરરરરરરરે ચિ. ૨
સાણંદ પદ્મ પ્રભુ મંડળી ગાવે ગુણ,
દેશો દયાથી શિવ સંગાથ જિનજી યુકિત સમપેરિ. ચિ. ૩

## ગાયન ૭ મું.

**જંજાળી જીવડા ઝાંઝવા જોઇ શું રાચે. (એરાગ)**

શ્રીપદ્મપ્રભુ વિનતિ કરું છું આજે, વિનતિ કરવી ને તો શ્રીવીતરાગને છાજે.

**સાખી**

તીન ભુવન નભ મણી સમો, પુજીને ચોસઠ ઇંદ્ર;
રાગ દ્વેષ રહીત પ્રભુ, ટાળે દુખના દંદરે.
પ્રભુની મુરતી નીરખી હરખું આજે, શ્રીપદ્મપ્રભુ વીનતિ કરૂંછું આજે.વી.૧
સમવસરણ દેવે રચ્યું, ત્યાં બેસી જીનરાજ;
પાણી ગુણ પાંત્રીસથી, સારે વંછીત કાજરે.
દેવતાઇ ધ્વનિ વાણી માંહી ગાજે, શ્રીસુમતિ વીનતિ કરૂંછું આજે વી ૨
સત્તાવીસ ગુણ શબ્દના, આઠ અર્થના જાણ;
વાણી ગુણ પાંત્રીસથી, સાંભળતા સુખ લાભરે.
બુદ્ધિને એવી વાણી ચિત્ર વિરાજે, શ્રી સુમતિનાથ. વી ૩

## ગાયન ૮ મું.

**કોઇ દુધ લ્યો દિલરંગીરે શોખીલા શાણા ઉમંગી (એરાગ)**

જોઇ જીનને ધરો પ્યારરે, દેખો આ સંસાર અસારરે;
જોઇ જીનને ધરો પ્યારરે.

**સાખી.**

મોહી સ્ત્રી મમતા કરે, લોભી મન લલચાય;
કપટી કપટે રાચી રહ્યો, જ્ઞાની પ્રભુ કે ધ્યાયરે. જોઇ ૧
ઉપાધિ સંસારની, દુઃખકારી છે એહ;
છોડી તારું જીન ભજે, લેશે શિવસુખ મેહરે. જોઇ૦ ૨
તન મન ધનથી ભક્તિમાં, જે કાઢે નીજ કાળ;
બુદ્ધિસાગર સુખ લહી, પામે મંગળ માળરે. જોઇ૦ ૩

## ગાયન ૯ મું.

### મધુર સ્વર ક્યાંથી આ સંભળાય. એ રાહ.

ચતુર નર આ સંસાર અસાર, ત્યજવો એ સુખકાર, ચતુ૦ (ટેક)
સ્વારથમાં દીસે સહુ કોઇ, સઘળે જુઓ નરનાર;
શું મોહીને રાખો મમતા, તારૂ નથી ત્યાં લગાર. ચ૦ ૧
તત્વ થકી તું જોને તપાસી, લાવી વિવેક વિચાર;
અંતર રિદ્ધિ જોને અખંડિત, ત્યાગી બાહ્યપ્રચાર. ચ૦ ૨
રાગ દ્વેષને દૂર નિવારી, આતમપર કરે પ્યાર;
સાણંદ પદ્મ પ્રભુ જિન મંડળી, બુદ્ધિ લહે સુખ સાર. ચ૦ ૩

## ગાયન ૧૦ મું.

### મને સ્હાય કરશે મોરારી. ( એ રાહ. )

પ્રભૂ પદ્મ છો પ્રાણ થકી પ્યારારે, રહો નાથ નિમિષ ન ન્યારા (એટેક)
આપો સુધારા કાઢો દૂરે કુધારા, કર્મ ગ્રંથિ કાપવાને કુઠારા.
સુભકિત દ્વારા વ્યાપો જ્ઞાનામૃત ધારા, સારા શમથી સ્વભાવ સુખકારા;
ધ્યાન દ્વારા ધ્યેયરૂપે આપો ધ્યાતો તારનારા પ્ર. ૧
સાણંદ મંડળી ઇચ્છે સુભાવથી, સુબુદ્ધિ વૃદ્ધિ ઉદારા;
દેવાધિદેવ દયા કરીને દયાળુ, દુર કરશો કુચાલ જે નઠારા.
આપ આજ્ઞા પાળીએ જેમ, તેમ પ્રેરશો પ્રભુ પ્યારા. પ્ર. ૨

## ગાયન ૧૧ મું.

### આતમ વિશ્વ પ્રકાશક પુરણ છે પરમાત્મારે (એ રાગ)

પદ્મપ્રભુ જીન મોટા દેવ હૃદયમાં ધારીએરે;
ફરીને મળવો ક્યાં આ મનુષ્ય જન્મ પ્રસંગ,
ધરીને અભંગ રંગ ઉમંગે દુઃખ નીવારીએરે એ ધ્રુવ.

સદ્ગુરૂ દેવ ધર્મ એ તત્વ નિત્ય વિચારીએરે,
થાવા સત્વર પ્રાણાધાર સિદ્ધનો સંગ........પદ્મ પ્રભુ. ૧

સાખી.

પ્રભુનું જે ચિંતન કરે, તે તન્મય થઇ જાય;
ઇલી ભમરી સંગ જ્યું, મુજ મન એહ સોહાય,
ઘડી ઘડી મંગળ કર પ્રભુ નામ મુખે ઉર ચાહીએરે,
પાપ પલંકથી દુરે થાવા જીગે ગગ............પદ્મ પ્રભુ. ૨

સાખી.

કાલ અનાદિ ભવ ભમ્યો, પુદ્ગલ સંગે જીવ;
નરક તણાં દુઃખ ભોગવ્યાં, પાડંતાં બહુ રીવ.
પુણ્યે મનુષ્ય જન્મ પામીને, કર્મ નીવારીએરે;
ત્યજીએ રાગ દ્વેષ કુટિલતા ને કુઢંગ........પદ્મપ્રભુ. ૩

સાખી.

રાગ દ્વેષ મોહે કરી, આશ્રવ કર્મ ઉપાય;
અજ્ઞાને આ આતમા, ચાર ગતિ ભટકાય.
લાખ ચોરાશી જીવાયોનિથી નિસારીએરે;
કર્મ વિનાશક તારક સમકિત ધર ચિત્રચંગ...પદ્મપ્રભુ. ૪

સાખી.

અન્નાદિક ભક્ષણ કર્યાં, જલ પીધાં બહુ વાર;
ક્ષુધા તૃષા નવી મટી, નહિ થઇ શાંતિ લગાર.
રાજા રંક શેઠ દેવ દાનવપણે સુખ હારીએરે;
થાવર વિગલેન્દ્રિમાં પામ્યો નાના અંગ.......પદ્મપ્રભુ. ૫

સાખી.

દિન દયાળ કૃપા કરી, ભાખ્યો શ્રી જીનરાજ;

ભવસાગર કેમ ઉતરૂં, કહો કીમ રહે મુજ લાજ.
વળતું પદ્મપ્રભુજી ભાખે કર્મ નિવારીએરે;
ત્યાગી કુગુરૂ કરજો સદ્ગુરૂનો સત્સંગ.........પદ્મપ્રભુ. ૬

સાખી.

નિદ્રા વિકથા પરિહરી, ધ્યાવો આત્મ ધ્યાન;
ધ્યાતા ધ્યેયના તાનથી. પામો કેવલજ્ઞાન.
સુણી વચનામૃત ઇમ ચિત્ર અમારૂ હારીએરે;
આત્મ સ્વભાવે રમવા લાગ્યો છે દ્રઢ રંગ...પદ્મપ્રભુ. ૭

સાખી.

મારૂં તારૂં પરિહરી, પ્રભુ દર્શન કરૂ આજ;
કરજોડી વંદન કરૂ, ભવિ શ્રી જીનરાજ
સાણંદ પદ્મપ્રભુ જીન મંડલીને ઉદ્ધારીએરે;
બુદ્ધિસાગર દિલમાં ઉછળે હલતે રંગ.........પદ્મપ્રભુ. ૯

ગાયન ૧૨ મું.

રાગ ગરબો.

હો જિન જગતારક જગ નાથરે,
પ્રભુજી પ્યારા નેહ થકી નીત્ય વંદીએ;
ભિષ્મ ભવ ભ્રાંત, પાન્યને દયાળ તું,
શાન્ત કરણ કાન્ત મણિ કૃપાળ તું. પ્રભુજી.

સાખી.

તારકતા તુજમાં સુણી, દાસ ધરી દિલ આસ;
ભાવે તુજને ભેટવા, આવ્યા જીન તવ પાસ.
કરમ કાશ નાશ કરીને પ્રભુજી દાસને,
આપ શીવવાસ ઉર આનંદિએ.

## સાખી.

ભવ અટવી ભ્રમણા મહીં, ભમિયા કાળ અનંત;
ગરક થઇ નરકાદિકે, વેઠ્યા કષ્ટ દુરંત.
હવે કરી કરૂણા કરૂણાળ, કર શોર સ્થાપોરે;
જાળિ ચાર કષાયની જાળ, અભયપદ આપોરે.
જગમાં થઇ જશવંતા પ્રભુજી, કરો નકીં કર કાજસું ?
દુખીશું આપ છતાં જો પ્રભુજી, એમાં તમારી તે લાજશું?
દોશે ભર્યા છીએ દાસ પરંતુ, ધ્યાને પાત્ર ખચીતજી;
તારો તારો પક્ષ મંડળની સંગે, વીરજ્યુ કરી વિનંતી.

## ગાયન ૧૩ સું.

**(હું ભવઅટવી અથડાતો આવ્યો એ રાગ.)**

હું ભવ દરીએ ડુબુછું જીનવર, તારણ કર જગ સ્વામી;
પાપ ઝડીઆં ચડી ભયંકર, જાલીમ આંધી જામી.
પ્રભુ જાલીમ આંધી જામી, દેશી મુજ નૌકા વામી;
જીન ઝટ ધાઓ સીસુ કર સાહો, વીપત દીયો વામી. વામી. વામી. હું૦ ૧
હું અગણીત યોનીમાં અવતરીયો, બહુ ચોરાસી ફરીયો;
નહિ ધ્યાને જીનવર ધરીઓ, સઠ પાપ પથે પરવરીયો.
અઘઘટ ભરિયો મદમાં મરીયો, ખચીત મુજ ખામી. ખામી. ખામી. હું૦ ૨
અધરમના આરંભ કર્યા બહુ, સદગુરૂ સમાજ દાગ્યો;
પરદારા પ્રીતે પાગ્યો, અતિ વિષયરસે અનુરાગ્યો.
લંપટ લાગ્યો વ્રતથી ભાગ્યો પરમ ધરમ પામી. પામી. પામી. હું૦ ૩
દોષ કોષ એ નહિ ધર દીલમાં, કર કરૂણા નીષ્કામી;
અજરામર અંતરજામી, છે ખચીત ધણી મુજ ખામી.
હે વીર તારી સઘ ઉદ્ધારી કહું શીશ નામી. નામી. નામી. હું૦ ૪

## ગાયન ૧૪ મું.

### ઓલા મારા રાજાજી. એ દેશી,

પદ્મજીન પાપ હારી, સરણે હું રંક આવ્યો; પ્રતિત અનન્ય ધારી હાં પદ્મ

સાખી.

ચતુર ચોર ચીવટ ધરી પ્રીતે, લુંટવાનો લે લાગ;
અર્હત એ ભયથી હું અળસને, મુક્ત કરો મહાભાગ્ય.
ધરો બાંય દીન ધારી, સરણે હું રંક આવ્યો, પ્રતિતી અનન્ય ધારી હાં પદ્મ.૧

સાખી.

વીકટ ભવઅટવી મહીં ભારી, ભ્રમમાં ભમ્યો ભૂપ ઇ;
સરણ સુખદ ભય હર વીરતી પ્રદ, મળ્યુ ન મુજને ક્યાંહી.
હવે તો ગયો હું હારી સરણે હુ રંક આવ્યો પ્રતિતી અનન્ય ધારી.હાં પદ્મ ૨

સાખી.

તારણ તરણ જહાજ તું પ્યારા, સરણાંગત પ્રતિપાળ;
મળીયો પંચમ કાળમાં પ્રગટ તું, સન લીઓ સંભાળ.
કરૂ સેવા દેવ તારી, સરણે હું રંક આવ્યો પ્રતિતી અનન્ય ધારી. હાં પદ્મ. ૩

સાખી.

પારસમણીને પરસતાં લોહું, કંચન તે ઘડી થાય;
તું મળતાં જો નહી તરૂ, તો પ્રભૂતા નવ જાય.
એમાં શી શોભા તમારી, શરણે હુ આવ્યો પ્રતિતી અનન્ય ધારી. હાં પદ્મ.

સાખી.

જ્યારે ત્યારે જીનવરા ભવીતણું, તું તારણ કરનાર;
તો પછી શીદ અધુના હવે, મંડલ પદ્મને તાર.
વીર કહે ત્યો ઉધારી; શરણે હું રંક આવ્યો, પ્રતિતી અનન્ય ધારી હાં પદ્મ.૫

## ગાયન ૧૫ મું.

## મુનિ મહારાજ વિહાર કરતી વખતે અશાડ ચોમાસા માટે વિનંતી કરવાની.

ગુરૂ મારા વહેલા પધારજોરે, પુરજો અમારી આશ;
સરવ શેવકોની વિનતીરે, કરવા અશાડ ચોમાસ. ગુરૂ ૧
તુમ દરશનના વિજોગથીરે, મુજ મન અતી અકળાય;
જેમ જળ વિના મચ્છ તરફડેરે, છોરૂ જેમ વિણ માય. ગુરૂ. ૨
ખટ જીવના પ્રતિપાલ છો રે, કરૂણારસના ભંડાર;
તો કરૂણા કીજે સાહેબારે, આપ બીરૂદ સંભાળ. ગુરૂ. ૩
રાગ દ્વેષે રંગાઈ રહ્યા રે, વળી માહા મોહનું જોર.
આતમ રીદ્ધીને આવરેરે, બહુ કરી શોર બકોર. ગુરૂ. ૪
તે સઘળાને નિવારવારે, વળી તરવા સંસાર;
આશ્રય રાખીને આપનોરે, અહોનીશ અપરંપાર. ગુરૂ. ૫
વૈરાગીની જે દેશનારે, ચીંતામણી શામ સાર;
રાગી તે શું કરે બાપડારે, પોતે રૂળે સંસાર. ગુરૂ. ૬
વચન તમારા શ્રવણે સુણીરે, શોક સાયર જાએ દુર;
શ્રોતેંદ્રિને કુંડલ સમાંરે, કર્મ કરે ચકચુર ગુરૂ. ૭
સાણંદ સંઘને તારવારે, વારવા કર્મનો જાળ;
અવસર આવે પધારશો લેઈ સકળ પરીવાર. ગુરૂ ૮

## ગાયન ૧૬ મું.

### આવો કુમકુમને પગલે એ દેશી.

**પ્રભૂ વાસુપુજ્યજી સ્વામી, છો અગણીત ગુણના ગામી;**
**નીજ આતમ તણા આસમી, મન વંછીત પુરણ કામી.**

મુક્તિ વધુના ભરથાર, ભવી જીવને તારણહાર;
સહુ સંઘ તણા આધાર, નીઃરાગી છો નીરધાર.
નીરંજન સ્વામી મારા, ભવ ભયના ભંજન હારા;
નવ નાથ મને વિસારો, પલ્લવ પકડયો મેં તારો.
નરભવ દુર્લભ હું પાયો, વલી ઉત્તમ કુલમાં આયો,
જીનરાજ આણ શીરધારી, હું માલ રટુંછું તારી;
હુ દીનદાસ છું તારો, ભવસાગર પાર ઉતારો,
આ અરજી ઉરમાં ધરજ્યો, પદ્મ મંડલ ઉધરજ્યો;

## ગાયન ૧૭ મું.

### ભર ડગલુ ન એક એ રાહ.

ભજ નેમજી તું એક સમજી તન ઉર,
પરભવ કેરા પાપ વિદારણ, સુખકર દુઃખહર તારણ હારણ;
અખિલ વિશ્વમાં છો એક, ધારૂં એક તારી ટેક,
તન ધન મારૂં સરવે ખારૂં. મુજને લાગે વિષ સમાન;
અર્પે દેહ આપ ચરણ, પદમ મંડલી પાય નમન,
કર કરૂણા તું નાથ, અરજી લહી ઉર;

## ગાયન ૧૮ મું.

### ગરબો રૂડી રળીઆળી રાત. એ રાહ

માહારે આણંદે આજ, માહાવીર મુખડુ નીહાળતાં,
હૃદય હરખીત આજ, પદમ પ્રભુજી સર્ણે આવતાં;
ટલે ત્રીવીધ જગતના તાપ, (૨) થયો આણંદ આજે અમાપ,
આજ સર્ણે આવતાં, માહારે આણંદ આજ;

## સાખી.

મનુષ જન્મ આ પામીને, કર્યો નહિ કાંઈ સાર,
પાછલથી પસ્તાવવું, ખાસે જ જમનો માર.
ભવ અટવીમાંતું ભ્રમણા ભમીને, દુસ્ટ અધોગતી પામ્યો ફરીને;

## સાખી.

સુંદીર સામગ્રી લઇ, પુજન કરવા કાજ;
અતર ચંદન અરગજા, પુષ્પ ધુપ લઈ આજ.
માહાવીર પુજોરે, બાળકો પ્રભુ માહાવીર પુજોરે;
પ્રેમ ધરીને નીત્ય નમેથી, મગલ ગાવોરે,
જેથી કરીનેરે, સુંદર આજે સુખને પામોરે.
હાથે કરીને નીચ ગતીને, સાંદને ઝાલોરે;

## સાખી.

માહાવીર સુખડુ ન્યાળતાં, ઉત્તમ પદને પમાય,
પદ્મ પ્રભુજીન મંડલી; નિત્ય નિત્ય લાગે પાય;
થયું રદય રળીઆત, માહાવીર સુખડુ નીહાળતાં,

## ( ગાયન ૧૯ મું. )

### નેમ ન જાણે મોરી પ્રીત. એ રાગ.

મુજમન મર્કટવત્ ભટકાય, નાથ કહો કિમ સ્થિર થાવેરે. મુજ૦
ઘટમાંથી પટમાં ત્યાંથી, ઘરમાંહી મુજ મન અટકે;
છટકે જાણે છૂટયું તીર, ક્ષણમાં સરરરરરરે. મુજ૦ ૧
આતમ જ્ઞાને ધ્યાને, મનને જોડુંછુ જ્યારે;
ત્યારે મન મર્કટ અકળાય, ભાગે ભરરરરરે. મુજ૦ ૨
ક્ષણમાંહી આડુ અવળુ ભમે છે બહુ પેરે,

માયા મોહે વ્યાપી જાય, પલકમાં પરરરરરરે. મુજ૦ ૩
ધ્યાન સાંકળથી મન કોય આત ખીલે બાંધો,
થાકી વશમાં આવે જ્યુંકીર, કરમાં કરરરરરરે, મુજ૦ ૪
મન કપિ વશમાં થાવે. શિવ સુખ સહેજે પાવે.
બુદ્ધિ સાગર ધ્યાને થઈ સ્થિર, ધર્મે ધરરરરરરે, મુજ૦

## ( ગાયન ૨૦ મુ. )

### બાંધ લીયો તરવાર. એ રાગ.

કરીએ તત્ત્વાભ્યાસ, બાળકો કરીએ તત્ત્વાભ્યાસ.
બની સદ્ગુરૂના દાસ, બાળકો કરીએ તત્ત્વાભ્યાસ,
રમવું હરવું ફરવું ત્યાગી, તજી વિષયની આસ, બાળકો૦ ૧
માત પિતાને નમન કરીને, જઈ સદ્ગુરૂ આવાસ; બાળકો૦ ૨
મન ચંચળતા દૂર નીવારી, કર્માષ્ટક કરો નાશ, બાળકો૦ ૩
વિનય વિવેક વધે ગુણ પ્રગટે, થાવે તત્ત્વ પ્રકાશ. બાળકો૦ ૪
તત્ત્વાભ્યાસ વિના નરભવને, જાણે પશુ સમ ખાસ, બાળકો૦ ૫
પદમ પ્રભુજીન મંડલીને છે, તત્ત્વ તણો બહુ પ્યાસ. બાળકો૦ ૬
બુદ્ધિ શિવપદ શાશ્વત પામી, ત્રોડે કર્મના પાશ, બાળકો૦ ૭

## ગાયન ૨૧ મું.

### થયોછેરે અમ સફળદીવસ તુમ દર્શનથી આજે. એ રાગ.

થયોછેરે અમ મનનો મનોરથ એ જીન કરવા સેવ,
પદ્મ પ્રભુજી પરમ ધર્મના, દાયક પરમ સુદેવ;
દેખી કાંતિ. ટળી ભ્રાંતિ. લહીશાંતિ,
અગમ અનુપમ મુખકમલ દરસ થકી ટળી અનાદિ કુટેવ. થયોછેરે ૧
મોહ અને મિથ્યાત્વ મહા અરિ, દર્શનથી દૂર જાય,
સુખકારી, જાઉવારી, બલિહારી,

દર્શન દર્શન દેવ દયાળુ દ્યોને અતિ સુખદાય. થયોછેરે. ૨
વીનતિ શિવકારી જૈન બાળની, સેવા ઘો સુખકાર,
ખરીપ્રીતિ, રૂડીરીતિ શુભનીતિ,
જૈનતત્ત્વ સદબુદ્ધિ વધેતો, સફલ મનુષ્ય અવતાર. થયોછેરે. ૩

## ગાયન ૨૨ મું.

**નથી જગતમાં સાર સુંદરી, વિના ત્રિભુવનાથ. એ રાગ.**

નથી શરણુ સંસાર જીનેશ્વર, વિના અવર આધાર,
માત પિતા સુતદારા સર્વે, સ્વારથિયાં સંસાર;
કનક રતન ધન ભુવન સકળએ, અનિત્ય નાશ થનાર.
જળ કુશાગ્ર દીસે જેવું, વળી નભમાં વાદળ તેવું:
આ અથિર નષ્ટ થનાર, ચતુરનર ચિત્તમાં કરો વિચાર નથી ૧

**સાખી.**

દુર્લભ અતીશય આ લહયો, નરભવ આર્ય સુદેશ.
સામગ્રી વળી ધર્મની, પ્રગટે પુણ્ય વિશેષ,
મળી મહા સુખકાર, સાધવો જરૂર ધર્મ જયકાર.
છે એજ પ્રાણ આધાર, સર્વે સુખકરણ ભજો નરનાર. નથી. ૨
ત્રિવિધ શુદ્ધિથી જીન તણી, ત્રિવિધે કીજે સેવ.
રત્નત્રયી આરાધતાં, સુખ શાશ્વત નિત્ય મેવ,
જૈનબાળને સાર બુદ્ધિ ઘો કરો અતિ ઉપકાર.

**સાખી.**

## ગાયન ૨૩ મું.

**સંખી કેમ ન આવ્યા નાથ હજી એ રાગ.**

**પ્રભુ પ્રથમ જીનેશ્વર સ્મરણુ કરું, કહી [illegible] [illegible] વનના [illegible] [illegible] એ [illegible]**

તારક ધ્યેય છો તત્ત્વ સ્વરૂપી, આપનુ અહનિશ ધ્યાન ધરૂં. પ્ર૦ ૧
દીન દયાળ દયા કરી દેશો, ક્ષાયક દાન તો ભવથી તરૂં. પ્ર૦ ૩
અન્ય કુદેવ કદાપિ ન માનુ, એવો દઢ સંકલ્પ કરૂં. પ્ર૦ ૪
અંતર વયરી દૂર કરો પ્રભુ, તો અક્ષય સુખ વેગે વરૂં. પ્ર૦ ૫
જૈન બાલની વીનતી સ્વીકારો, બિરૂદ સફલ કરો નમન કરૂં. પ્ર૦ ૬
સકળ વિઘ્ન ટળતાં પ્રભુ સ્હાયે, સ્થિર આત્મિક બુદ્ધિએ ઠરૂં. પ્ર૦ ૭

## ગાયન ૨૪ મું.

### આખી આલમને ઠગનારી. એ રાહ.

મારા અંતરમાં વસનારા, લાગે પદ્મપ્રભુજી પ્યારા;
નીરમળ મનને એ હરનારા, ભગત જનોને સુખ કરનારા.
જગત થકી જનમી જય કરીઓ, પાપ કપટપર પ્રેરત ધરીઓ;
એવા ધરમ ધોરંધર સ્વામીને, સરવે નમનારા મારા. ૧
તરૂણ તમકમાં શરમાવું, કરણી કરી મુજપર દરસાવું;
ભવદુખના દરિઆમાં મારા, કરને છો ધરનારા.
સાણંદની જૈન મંડલી ભાવે, ન્યાલ થઈ પ્રભુના ગુણ ગાવે;
ધરણીપર અવતાર ધણીને તે તમો ઓળખનારા. મારા. ૨

## ગાયન ૨૫ મું

### મને સ્હાય કરશે મોરારીરે, એ રાહ.

મુને મુર્તી લાગે છે અતિ પ્યારીરે, બ્હેઉ પદ્મપ્રભુજી પરવારી;
નયનાથી ધારી અંતરમાં ઉતારી, કરૂં ભકિત અહોનિશ તારી. મુને.
આંગી ખુબીદાર ચમકે છે સારી, વળી શોભા શશી સમ દેનારી;
શ્રી સાણંદ જૈન ટોળી, નીરખી ગુણ ગાનારી. મુને.

## ગરબો. (ગાયન) ૨૬ મું.

**રૂડી રઢીયાળી રાત રૂડી રઢીયાળી રાત એ રાહ.**

આજ આંગીની બહાર, આવોને અલબેલી જૈન મંદીરે;
ગાવા મળનાર મધુરી મેના સરખું ગાતી ચોકમાં
વાદળ વિના ડપ બાંસરી સોળ સજી શણગાર ગાવો આનંદમાં આજ.

**સાખી.**

અષ્ટ કર્મીદળ ચૂરવા, એકઠી થઇ જૈન દ્વાર;
જીનાં મુદ્રાં નીહાળીને, રાસ રમતી નાર.
એ વીચારીરે ચતુર નર જો વીસારીરે; તારૂ નથી તલભાર સુરૂપ જો વિચારીરે

**સાખી.**

મારૂં મારૂં કરી ફરે, પણ તજતાં નહિ વાર;
વાદળ વીખરાયા પછી, કામ ન આવે લગાર.
છો પ્રાણ આધાર સાણંદપૂર મંડલી વંદે વીરને આજ.

## ગાયન ૨૭ મું.

**નથી પ્રેમ નીપજતો કાંઇ વાટ કે ઘાટે. એ રાહ.**

મુને તારો હવે પદ્મપ્રભુજી ભવ દરીએ ડુબનારો;
સીર ભારો છે અષ્ટકર્મનો ત્રીભુવન તમે ઉતારો.
લખ ચોરાશી ફેરા ફરીયો નહી આયો મુજ અંતજો;
મોહ પાસના બંધે જડીયો, પડી ધાયા કુંપજો.
બારી નથી એક બચવા કેરી અંતઃકાળ કોણ સાથ સ્વામી;
સાણંદપુરમાં સંઘ શીરોમણી ભક્તિ કરે ભરપુરજો;
જૈન મંડલી ગુણ ગાનારી, દયાળુ દેવ દાતારજો.
પદ્મ મંડલ કહે પ્રેમે વંદો, તરવા શીવપદ્મનાર સ્વામી. (૨)

## ગાયન ૨૮ મું.

**સુંદીર શામળીયા નામ જપીશ નીત્ય તારૂં. એ રાહ.**

જીનવર જયકારી, અજબ ગતી પ્રભુ તારી;
મુરતી લાગે પ્યારી, દુઃખડું હરનારી. એ ટેક.
ભક્તી કરૂં ભવ દુખડું હરવા, ભવ સાગરમાં સેજે તરવા;
મોહરાયની નથી હવે પરવા, હારી કુમતી નારી. જીનવર.
સુમતા રાણી સમતે વખાણી, ધરમરાયની એ પટરાણી;
અમૃત સરખી તેહની વાણી, વળી તેહ મોક્ષ દેનારી. જીનવર.
સાણંદ મંડળી પ્રભુ આગે, પદ્મ મંડળ પ્રભુ પાસે માગે;
મંડળીનો જસ ડંકો વાગે, જય બોલે નરનારી. જીનવર.

## ગાયન ૨૯ મું

**કસુંબી રંગ હોગએ એ રાગ**

લટકાળી, લટકાળી, લટકાળી છબી તારી છો પદ્મપ્રભુ મહારાજ; લ. ટેક
મનહર મુરતી આ મુરતી એ છે, પ્રભુ તારા દરશન આવે નરનારી. લટ.
મુગટ માંહી આ માંહી, આ ઝળકે હીરા ભારી, આંખલડી અવિકારી. લટ.
કરૂં સેવા આ સેવા ઓ ત્રીભુવન તારી, વરવા હવે શીવનારી. લટ.
સાણંદવાસી સાણંદવાસી આ મંડળી ગાનારી. વારીજાઉં વાર હજારી; લટ.

## ગાયન ૩૦ મું.

**ઉગ્યો સખી સૃષ્ટીનો શૃંગાર. એ રાગ.**

જોને પ્યારા આંગીની શી બહાર, આ ચાલ્ય ચાલ્ય જોવાને મુંદ્રિકા;
મુગટ મણી કંઠે મોતી માળ આ, શાંતીનાથ વદન મુખ ચંદ્રિકા;

**સાખી.**

ધન્ય ધન્ય ઓચશ માતને, જાઓ શાંતિ કુમાર

ત્રીભુવન જીવને સુખ કરો, આશિષ દે સુરનાર.
બાંસરી બાજે મંડપ માંય, અપ્છરા નૃત્ય કરેરે;
સુરપતિ ચોસઠ મળીયા ત્યાંય, પ્રભુ શીર છત્ર ધરેરે.
રંગભેર રમો રસીક દેઈ તાર, કાપવા કરમ કઠીન જંજાળ.

## સાખી.

ભવ અટવી ભમી આવીઓ, પ્રભુજી તુમ દરબાર;
સાણંદની આ મંડળી, ભવ દધિ ઉતરનાર.

## ગાયન ૩૧ મું.

### ધન્ય ભાગ્ય પધાર્યા ભમરા. એ રાગ.

અજબ આંગી રૂપાળી, દરશન આવે નરનારી;
વારી જાઉં વાર હજારી, છો પદ્મપ્રભુ આધાર,
હું આવ્યો તુમ દરબાર. ૧
મણી મુગટ જડયા બહુભારી, કુંડળની શોભા સારી;
આંખલડી છે અવિકારી, ગળે મનોહર મોતી હાર,
કીશ નાગર કહે કે અપારી, ૨
શુશી માતાના પ્રભુ જાયા, ધર રાજા કુલ શોહાયા;
તારી કંચન વરણી કાયા, વંદે સૌ વારંવાર,
મને તાર તાર તું તાર. ૩
હવે મહેર કરો મુજ દેવા, માગુ છું ચરણુની સેવા;
આપોને શિવપદ મેવા, કરો કૃપા કૃપાળુ નાથ.
વિનવે બાળક સૌ સાથ ૪
સાણંદ શેહેર સંઘ સોહાવે, જૈન મંડળી પ્રભુ ગુણગાવે;

સમકિત ધારી ત્યાં આવે, છો પ્રાણુ તણા આધાર.
જય જય બોલે નરનાર. ૫

## ગાયન ૩૨ મું.

### બોલો મારા પ્રેમી પોપટજી બોલો એ રાગ

બોલો માના ચેતન ચતુર બોલ બોલો, બોલો બોલો સુમતા બોલાવે;
કુમતા નારી કરી છે તેં પ્યારી મુને વિસારી; સુમતા. ૧
વિષય પદ પથે તું જઇ ક્યાં ભૂલ્યો, ફોગટ ફુલ્યો. સુમતા. ૨
જવાનીનું જોર તારૂં ઝટમાં જનારૂ, પછી શું થનારૂં. સુમતા. ૩
કરમની જાળમાં જઇને જીવ પેઠો, હરીને બેઠો; સુમતા. ૪
ક્રોધ માન માયા, લોભના વશ પડિયો, કર્મ જાળ જડીઓ. સુમતા. ૫
સાણંદપુર સંઘ ભક્તિ કરે ભારી, મંડળી ગાનારી. સુમતા. ૬

## ગાયન ૩૩ મું.

### નથી જગતમાં સાર સંબંધી એ રાગ.

નેમ ગએ ગીરનાર સખીરી સુનો રહ્યો આધાર;
તલફે રાજુલ નાર મહેલમાં જુરે છે અબળા નાર, ટેક
જાદવ જોદ્ધા જાન જોડીને આવ્યા તમ દરબાર શામળા.
શણગાર અમારા સમુદ્ર વિજય કુમાર કોઇ શોકે સામી ભાર,
માયા મુજ ઉપર પીશેક ચલાવા હવે કરૂં કર્મ ઉપાય,
સખીરી કંથ કેમ રોકાઇ

### સાખી.

તોરણથી રથ વાળીયો, જઇ પોહોંચ્યા ગિરનાર;
જીવ દયા જાણી કરી, લીધો સંજમ ભાર.

હવે જઈ મળુ ગિરનાર, છોડી હું આ સંસાર;
પદ્મપ્રભુ જિન મંડળી સાણુંદ પુરની આજ.

### સાખી.

સાણુંદપુર સોહામણું, મંડળી જોડી હાથ;
કોણ લાલ ગુણ ગાય છે, બાળક મળી સંગાત.
નેમ ગએ ગિરનાર સખીરી સુનો રહ્યો આધાર.

## ગાયન ૩૪ મું.

પદ્મપ્રભૂ સેવો સાચા ભાવે, જન્મ મરણ દુઃખ જાવે. એ આંકણી.
અલખ નિરંજન અકલ ગતિ તુજ, સમરતાં સુખ થાવે;
કર્મ ભર્મ તુજ ધ્યાને નાસે કર્મ કલંક ટટાવે. પદ્મપ્રભુ. ૧
સિદ્ધ બુદ્ધ પરમાતમ સ્વામી સમજી જે ભવિ ધ્યાવે;
ધ્યાતા ધ્યેયપણું પ્રગટાવી, ચીદાનંદ કહાવે. પદ્મપ્રભુ. ૨
છંડી કંચન કામિની જે ભાવી, આતમશું ચિત્ત લાવે;
સમકિત ભાવે પાપ હઠાવે, શિવપદ ભોગી કહાવે. પદ્મપ્રભૂ. ૩
પદ્મપ્રભુ જીન સાણુંદ મંડળી, ચરણે શીશ નમાવે;
બુદ્ધિસાગર શીવસુખ હેતે, નીશદીન તુજ ગુણ ગાવે. પદ્મપ્રભુ. ૪

## ગાયન ૩૫ મુ.

ગાવો ગાવો ગાવોરે, મહાવીર પ્રભૂ ગુણ ગાવો; ગાવો. એ ટેક.
આઠ કરમ ક્ષય કીધા સ્વામી. નિશદીન નમન પ્રભૂ ધ્યાવોરે. મહાવીર ૧
ત્રિશલા નંદન જગ જન વંદન, તીન ભુવનમાં ચ્યાવોરે. મહાવીર ૨
સિદ્ધારથ સુત વંદો ભાવે, જેથી શીવસુખ પાવોરે. મહાવીર ૩
પદ્મપ્રભુ જીન મંડળી ગાવે, વીરપ્રભૂનો વધાવોરે. મહાવીર ૪
બુદ્ધિસાગર તન મન ધનથી, વીર પુજાથી રચાવોરે. મહાવીર ૫

## ગાયન ૩૬ મું.

પ્રભુ પાસ સેવો હિતલાય, રોગ સોગ દુર જાયરે. પ્રભુ પાસ.
સેવો સેવો સેવો ભવિ હિતલાય, કર્મ કલંક કટાયરે. પ્રભૂપાસ.
પાર્શ્વ પ્રભુ પુજા કરસું નીત્ય, ઉલટ એહવી થાયરે. પ્રભુપાસ.
પાર્શ્વપ્રભુ વંદો ધરી બહું પ્યાર, તીન ભુવન વખણાયરે.પ્રભુપાસ.
પદ્મપ્રભુ મંડલ પુરો આશ, બુદ્ધિસાગર ગુણ ગાયરે. પ્રભુપાસ.

## ગાયન ૩૭ મું.

### ચૈત્યવંદન કરતી વખત બોલવાનું.

પદ્મપ્રભુ જીન સેવીએ, આણી મનમાં પ્યાર;
પદ્મપ્રભુ જીન દેશના, સાંભળતાં ભવપાર. ૧
આઠ કર્મના નાશથી, પામ્યા શિવપુર સાર;
આપ પસાયે દાસને, લાગે શિવ પરપ્યાર ૨
કરવો કર્મના અંતને, વરવી મુકિત નાર;
બુદ્ધિસાગર દિલ ધરી, આશા શિવપદ સાર. ૩

## ગાયન ૩૮ મું.

### રાગ—યારકુસમજાવે.

નેમકુ જાવો મનાવો એલાવો, સમજાવો સાહેલીઆં;
જાદવ જોરથી આવ્યા, સખી જાન લાવ્યા સાહેલીઆં.૨
પશુડે પોકાર કર્યો અતી ભારી છોડી આ નારી;
ગયા ગીરનારી થયા બ્રહ્મચારી સાહેલીઆં. ૨
સાણંદ શેહેર સોહાવે એમ મંડળી ગાવે સાહેલીઆં;
મણીલાલ કહે પુજાએ પ્રેમથી વંદી દેવા;
કરો નીત્ય સેવા, આપો મોક્ષ મેવા સાહેલીઆં. ૩

## ગાયન ૩૯ મું.

### રીખવજીરે અરજી કરૂં તે સ્વીકારો. એ રાહ.

પ્રભુ સુમતિરે સુમતિ આપો પ્યારા, મુજ પ્રાણ તણા આધારા;
પ્રભૂ કોઇક દીનની વેળારે, સંસારમાં રમીયા ભેળારે;
ખાતા પીતારે રમતા હરતા ફરતા, સીત દુઃખની વાતો કરતા. પ્રભુ. ૧
મુળ પ્રીતિ નીગોદે કીધીરે, મિત્રાઇ અનાદિ પ્રસિદ્ધિરે;
ચાર ગતિમાંરે સગપણ કરી બહુ ભમિયા, બેઉ સુખદુઃખ સાથે ખમીયાં. પ્રભુ. ૨
પુણ્ય યોગે મનુષ્ય અવતારરે, પામી કીધા વિષય વિકારરે;
ધન કામનીરે સાર ગણી મકલાયા, બહુ પ્યારી ગણી વળી કાયા. પ્રભુ. ૩
પાપ કીધાં અપરંપારરે, મરી ગયા નરક મોઝારરે;
ક્ષેત્ર વેદનારે ભોગવી ત્યાં બહુ ઘોર, કરી દુઃખથી શોરબકોર. પ્રભુ. ૪
પાપ કર્મ ત્યાં ઘણા ખપાવીરે, ત્યાંથી મનુષ્ય ગતીમાં આવીરે;
કરી ચોરીરે કુડ કપટને જારી, થઇ તિર્યંચ દુઃખ લહ્યાં ભારી. પ્રભુ. ૫
ભૂખ તરશ ટાઢને તાપરે, કરી અજ્ઞાને બહુ પાપરે;
આર્ત ધ્યાનેરે મરી નરક મોઝાર, જઇ પામ્યા દુઃખ અપાર. પ્રભુ ૬
બેઉ જણ બહુ ભવ ભડકાયારે, પુન્ય યોગે મનુષ્ય ભવ આયારે;
કાળ લબ્ધેરે જૈન ધર્મ તે પાયા, કરી કર્મ નાસ શિવ જાયા. પ્રભુ ૭
તુમે કર્મ રહિત થયા સ્વામીરે, હું તો સેવકપણે શિવગામીરે;
કેવી મીત્રાઇરે તોડી શિવપદ લીધું, મોટું કપટ એ સ્વામી કીધું. પ્રભુ ૮
મોટું કપટ એ કર્મનું જાણુંરે, એમાં કોઇનો દોષ ના આણુંરે;
કર્મ આડુરે આવે કોણ ત્યાં સગાઇ, શું કરવી સંસારે સગાઇ. પ્રભુ. ૯
વળતુ સુમતિપ્રભૂ બોલેરે, થવું હોય જો મારી તોલેરે;
સાચો મારગરે મુક્તિપુરીનો સ્વીકારો, ખરો મિત્ર તું હોયજો મારો. પ્રભુ ૧૦

પ્રભૂ સુમતિ મીત્ર શિખ ધરસ્યુંરે, કરી કર્મનાશ શિવ વરસ્યુંરે;
કાસંદ્રારે મંડણ સુમતિનાથ, બુદ્ધિસાગર કરજો સનાથ. પ્રભુ. ૧૧

## ગાયન ૪૦ મું.

વિમલ પ્રભુ સેવો ભવિ પ્રાણી હોવે જન્મ મરણ દુઃખ હાણી વિમલ.૧
દોષ અઢાર રહીત પ્રભૂ સેવા, કરીએ સમજી શિવપદ લેવા. વિમલ. ૨
સેવા સેવા સહુ જન કહેતા, પરમારથ તસ વિરલા લેતા. વિમલ. ૩
સેવક સેવક નામ ધરાવે, પરમારથ તસ વિરલા પાવે. વિમલ. ૪
ભય ચંચળતા મનની નીવારો, સ્થિર ભાવે સેવા સુખકારી. વિમલ. ૫
વિધિ બહુ ભાનને અવિધિ ત્યાગ, શેવા લક્ષણ શિવપદ રાગ. વિમલ. ૬
દ્રવ્ય ભાવે જે શેવા કરશે, પરમાતમપદ તે ભવિ વરશે. વિમલ. ૭
ગામ મોરૈયા પ્રતિમા તુમારી, બુદ્ધિસાગર જગ જયકારી. વિમલ. ૪

## ગાયન ૪૧ મું.

શો સુખકર વિરાગ રવિ વિલસી રહ્યો. એ રાગ.

સુપાર્શ્વ પ્રભૂજી મુખ શોભી રહ્યું,શોભી રહ્યું ભુવના શોભાવી રહ્યું સુપાર્શ્વ.

દુહા.

કર્માષ્ટકના નાશથી, નિર્મળ આતમ સ્વરૂપ થાય;
અનંત ગુણ પ્રગટયા થકી, શોભા અનહદ થાય.

રાગાદિક દૂષ્ટો ભય પામીને નાશીયા,
જન્મ મરણ દુર નાશી ગયું, નાશી ગયું સુખ વસાવી ગયું. સુપાર્શ્વ. ૧

દુહા.

શિવ નગરીનો રાજીયો, વસે મહા સુખ માંહ્ય;
જ્ઞાન દર્શન ચારિત્રથી, બાકી નહીં ત્યાં કાંય.

જ્ઞાન ગુણ તે જ્ઞેયથી હોય ફરતોરે, પર્યાય અવાંતર નામ ક્ષણુક્ષણુ ધરતોરે;

દુહા.

શુદ્ધ સ્વચ્છ પરમાત્મા, અખંડ નયના નંદ;
અકલ અગળ નિર્મળ પ્રભુ, ટાળે ભવભય ફંદ.

મનો મંદિર ધ્યાને પધારતાં, સ્મરણ ભક્તિથી સુખ ધ્યાને ગણું સુપાર્શ્વ.૨

દુહા.

જ્ઞાન હિમાલય ગિરિથી, પ્રગટી સમતા ગંગ;
આતમ હંસ ત્યાં ઝીલતો, થાવે સ્વચ્છ સુચંગ.

કામધેનુ તુજ મંત્ર નિશદીન, ધ્યાઉરે ક્ષણક્ષણુ મંગળ નામ પદને ગાઉરે.

દુહા.

ચિંતામણિ તુજ મનથી, મન વંછીત સુખ પાઉ;
કર્મો પાગી લાગીને, શુદ્ધ સિદ્ધ સમ થાઉ.

ખારો નઠારો દુઃખદાઈ ભવાબ્ધિને, તરવા ચરિત્ર વહાણુ પ્રેમે લહ્યું સુપાર્શ્વ.૩

દુહા.

રોગ શોક વિયોગને, આધિ વ્યાધિ જંજાળ;
કલેશ કજીયા વિઘ્નને, જન્મ જરા તે કાળ.

ઇત્યાદિક સહુ દોષનો ક્ષય થાવેરે, શાશ્વત અનુપમ સુખનું ઘર પાવેરે;

દુહા.

પાર્શ્વ પ્રભુ પદભુંગ સમ, થાતાં કર્મ કટાય;
બુદ્ધિસાગર સુખ લહી, જય જય મંગળ ગાય.

સાણુંદ પદ્મપ્રભુ જીન મંડળી, ગાતાં પ્રભુજી ગુણ સુખ વહ્યું. સુપાર્શ્વ.૪

## ગાયન ૪૨ મું.

**ઘનઘટા ભુવન રંગ છાયા, નવખંડા પાર્શ્વજીન પાયા. રાગ**

નમું શાંતિનાથ ભગવંત, જે બાર ગુણે ગુણવંત;
પ્રભુ સમતારસ દરીયા, સંસાર સમુદ્રને તરીયા.
તુમ સીવસુખ શેજે વરીયા, થયા સંત ગુણવંત;
અતિશય વંત કેવલજ્ઞાન મહંત, નમુ શાંતિનાથ. ૧
ઘન ઘાતી કર્મ હઠાવી, પ્રભુ શુકલ ધ્યાન ચિત્ત ધ્યાયી;
ભાવ જીન પદ્ધી પાળી, થયા સિદ્ધ;
પામો છો રિદ્ધ, કર્મ દુર કીધ;
પ્રભુ સુખવંત, નમુ શાતિનાથ. ૨
ધ્યાતા જે ધ્યાને ધ્યાવે, તે અજર અમર પદ પાવે;
કામ બુદ્ધિસાગર ગુણ ગાવે, પ્રભૂ તું દયાળ નમે મણીલાલ;
એ તારો બાળ કરે કર્મનો અંત, નમુ શાંતિનાથ. ૩

## ગાયન ૪૩ મું.

ચદ્રપ્રભૂ મુજ નાથરે, ગુણ ગાઉ તમારા;
ગાઉં તમારા, ગુણ મન હરખી થાઉં તેથી સનાથરે, ગુણ ગાઉ તમારા;
રાગ દ્વેષ નીવારી જગમાં, જીનજી નામ ધરાયરે;.........ગુણ૦
આઠમા તીર્થંકર ગુણ દરીઆ,.........................ગુણ૦
હું રાગીને આપ નીરાગી, પ્રીતિ કીમ દૂરી થાયરે.........ગુણ૦
હું અજ્ઞાની આપ છો જ્ઞાની, અંતર મોટું જણાયરે;........ગુણ૦
હું સંસારીને તુમ સિદ્ધિ, અંતર કીમ દુર જાયરે.........ગુણ૦
નાયકા ગામે જીનવર ભેટી, પ્રણમુ પ્રભુજી પાયરે.........ગુણ૦
હું મોહીને આપ અમોહી, મુકિતપુરી કેમ પામુરે;.....ગુણ૦
બુદ્ધિસાગર સીવસુખ હેતે,નીશદીન પ્રુજ ગુણ ગાઉરે;.....ગુણ૦

## ગાયન ૪૫ મું.

### વૈદરભી વનમાં વલવલે. એ રાગ.

ગુરૂજી પધારો સાણંદમાં, સંઘપર કરી મહેર;
આપ પસાયે વરત્યો, આણંદ ઠેરે ઠેર. ગુરૂજી૦ ૧
તુમ વિના કોણ બતાવશે, જૈન તત્વ વિચાર;
જીવાજીવ પુન્ય પાપ તે, બંધ મોક્ષ પ્રકાર. ગુરૂજી૦ ૨
ઉપદેશ સારો આપતાં, મુજપર ધરી પ્યાર;
ઉપકાર મોટો એ કર્યો, ભૂલુ કીમ આભાર. ગુરૂજી૦ ૩
કૃપા કરી એક કીજીયું, ચોમાસું નીરધાર;
વીનતી સ્વીકારો સંઘની,દયા દીલ ધરી પ્યાર.ગુરૂજી૦ ૪
આપ પધારે સંઘમાં, હર્ષ હોશે અપાર;
વાણી સુણી ગુરૂરાયની, લઈશું ભવજળ પાર. ગુરૂજી૦ ૫
નેમસાગર ગુરૂરાયજી, ચોમાસુ કર્યા સાર;
રવિસાગર ગુરૂ આવીયા, સાણંદ બહુવાર. ગુરૂજી૦ ૬
ઉપકાર મોટો તેમનો, સંઘ માને તેમના સદાય;
ક્ષેત્ર સુધાર્યું તેમણે, હમણા તેહ કટાય. ગુરૂજી૦ ૭
શુભસાગર ગુરૂરાયજી, વિનતી ધરજ્યો ધ્યાન;
એક ચોમાસુ અહિં કરો, આપો ધર્મનું જ્ઞાન. ગુરૂજી૦ ૮
આપ વિયોગે સંઘને, નયણે આંસુની ધાર;
મનમાંહિ દુઃખ બહુ હોવે, કરશો દયા લગાર. ગુરૂજી૦ ૯
સંઘ ઉપર કૃપા કરી, માનો વિનતી એહ;
વારંવાર શું બોલવું, મોટા તુમ ગુણ ગેહ. ગુરૂજી૦ ૧૦
શું કહીએ શું બોલીએ, મારૂ હૈડું ભરાય;
વાડીલાલની વીનતિ, ગુરૂ માનો જરાય. ગુરૂજી૦ ૧૧

# શ્રી બુધિપ્રકાશ ગાયન સંગ્રહના અગાઉથી ખરીદ કરનાર મુબારક સાહેબોના નામ તથા ગામ નીચે પ્રમાણે.

## માણસા.

૧૦ શ્રીમાણુસા રવીસાગરજી પાઠશાળા
૩ શા મણીલાલ છગનલાલ
૩ શા હરગોવનદાસ જેચંદ
૨ શા મણીલાલ ખોલચંદ
૨ મેનેજર ભોગીલાલ શકરચંદ
૨ શા મણીલાલ મગનલાલ
૨ શા ચુનીલાલ નથુભાઇ
૨ કારભારી છગનલાલ હરગોવનદાસ
૨ શા મફતલાલ જેચંદ
૧ શા ગીરધર નથુભાઇ
૧ શા પ્રતાપચંદ ફુલચંદભાઇ.
૧૦ માણસા લાયબ્રેરી
૩ શા મણીલાલ બાપુજી
૩ શેઠ માણેકલાલ દીપચંદ
૨ સંઘવી રતનચંદ ઘેલાભાઇ
૨ ફોજદાર ચંદુલાલ ચમનલા[ल]
૨ શા ચુનીલાલ નથુભાઇ કેશ[વ]
૨ શા ચૂનીલાલ અમરચંદ
૨ પટેલ કચરાભાઇ સાંકળચં[દ]
૨ માણુસા જૈન લાયબ્રેરી
૧ શા ડાહ્યાભાઇ મુળચંદ

## માણેકપુર.

૨ શા પાનાચંદ જેચંદ

## પેથાપુર.

૨ શા મનસુખભાઇ અમથાભાઇ
૧ શા ચંદુલાલ મગનલાલ

## ખેરવા.

૨ શા કેશવલાલ પુંજીરામ
૨ શા જેશંગભાઇ જમનાદાસ

## લોદરા.

૪ શા ગોતમચંદ નાહાલચંદ
૧ શા નથુ રવચંદ

## ગવાડા.

૧૦ શા મોતીલાલ હીરાચંદ

## આકોલ.

૧ શા પ્રેમચંદ વેણીચંદ
૧ શા ગનમુખ અનોપચંદ
૧ શા પાનાચંદ ડુંગરશી
૧ શા અમુલખ માણેકચંદ
૧ શા રતનચંદ વીરચંદ
૧ પુજારી મનસુખ લક્ષ્મીરામ
૧ શા શનાલાલ પુંજીરામ

## મીઆંગામ.

૨ શેઠ નેમચંદ પીતાંબર
૧ વૈદ્ય આત્મારામ જગનનાથ

## કાવીઠા.

૧૦ શા રતનચંદ લાધાજી
૧૦ શા ઝવેરભાઇ ભગવાનદાસ
૧ શા મણીલાલ રતનચંદ
૧ શા અમરચંદ રામદાસ

## વીજાપુર.

૧૦ શા પોપટલાલ કચરાભાઇ
૧૦ શા મોહનલાલ જેશંગભાઇ
૫ શા માસુખભાઇ લલુભાઇ
૨ શા શીરચંદ મોતીચંદ
૧ શા વાડીલાલ જોઇતારામ
૧ શા લલુભાઇ નથુભાઇ
૧ શા ડાહ્યાભાઇ દલસુખભાઇ
૧ શા ભોળાભાઇ જેઠાભાઇ
૧ શા બેચરદાસ વાહાલચંદ
૧ શા મંગળદાસ હુકમચંદ
૧ દોશી મણીલાલ મગનલાલ
૧ દોશી લલુભાઇ કંકુચંદ

## પાદરા.

૧૦ શ્રીઆત્મારાજી જૈનપાઠશાળાના સેક્રેટરી
૧ શા મણીલાલ મોહનલાલ

## ઘોલેરા.

શ્રી લઘુ જૈન જ્ઞાન સભા તરફથી
૧ શા જીવણલાલ છગનલાલ
૧ શા ચમનલાલ મોહનલાલ
૧ શા ધરમસી નાનચંદ

૧ શા ચુનીલાલ કસ્તુર　　　૧ શા પરસોતમ બકોરદાસ

## સુરત.

૧૦ શા ભાઇલાલ છગનલાલ

## માંડળ.

૨૦ વોરા દોલતચંદ કાલીદાસ　　　૧૦ વોરા ગુલાબચંદ લખમીચંદ
દોસી માસુખ ધારશી

## ગોધાવી.

૧ શા શકરચંદ મોકમ　　　૪ શા. વાડીલાલ ગીરધરનીમારફ્ત

## ગોવીંદપુરા.

૧ શા તરભોવન જીવરાજ　　　૧ કોઠારી ત્રીકમ છગન

## અમદાવાદ.

૨ શા પ્રેમચંદ પોચાભાઇ　　　૫ શા ચમનલાલ વાડીલાલ
૫ શા મંગળદાસ (સારાભાઇ) હરીલાલ　૧ શા ભોગીલાલ મોકમ ગોધાવીવાળા
૨ શા ભોગીલાલ કેશરીશગ　　　૨ શા હરીલાલ કુંવરજી
૫ શા ડાહ્યાભાઈ લલુભાઈ ગુલાબચંદ　૧ શા કસ્તુર દલપત

## કાનોદર.

૧૦ પારેખ રણછોડ લેરચંદ

## સાણંદ.

૨૫ શ્રી પદ્મપ્રભુજી મહારાજની ટોળીના મેનેજર કાળીદાસ દેવકરણભાઇ
૧૦ મેતા દેવકરણભાઇ અદેકરણ　　　૫ વોરા નાથાલાલ મગનલાલ
૧ મેતા અમુલખ હકમચંદ　　　૧ મેતા મોહનલાલ સકરચંદ
૧ શા ભાયચંદ હેમચંદ　　　૧ શા ઉજમશી દીપચંદ

૧ શા સોભચંદ મનસૂખ
૧ મેતા કેશવલાલ નાગજીભાઇ
૧ શા મણીલાલ ચતુરભાઇ કલાડાવાળા
૧ મેતા મગનલાલ કાલુભાઇ
૧ મેતા રાયચંદ રવચંદ
૧ શા જીવણલાલજી કાલીદાસવીરમગામ
૧ દોશી લલુભાઇ મગનલાલ
૧ મેતા નાથાલાલ જેશંગભાઇ
૧ શા. ગાંડાલાલ રાજપાળ માંડળીવાળ
૧ મેતા શકરચંદ સાંકળચંદ
૧ શા માણેકચંદ તરભોવન
૧ શા કેશવલાલ અમથા
૧ મેતા ઇશ્વરલાલ વાડીલાલ
૧ મેતા મોહનલાલ ગબુલભાઇ
૧ મણીઆર અંબારામ ઘેલાભાઇ

## વીરમગામ.

૧ શા વાડીલાલ તલકચંદ
૧ શા મણીલાલ તલકચંદ
૧ પુજારી નરભેરામ મોતીરામ
૧ શા અમરતલાલ માણેકચંદ
૧ ઝવેરી પોપટલાલ કેવલદાસ

